## ३ चीकली तालूको.

એમાં ૬૩ ગામ અને ૫૯૩૧૨ માણસની વસ્તી છે.

**નદીઓ.**— ૧. ઉત્તરમાં अंबिका. ૨. ચીકલી પાસે વહેનારી कावेरीनो વલસાડ તાલુકામાં અંબિકા જોડે સંગમ થાયછે. ૩. खरेरा. ૪. ओरंगा આ તાલુકાની દક્ષિણ સીમાએ વહેછે.

**મુખ્યગામ.**— चीकली; વસ્તી ૩૧૭૮. એમાં મામલતદારની કચેરી છે; देहेगाम, खेरगाम, आलीपोर વગેરે મોટાં ગામ છે.

**નિકાસ.**— ડાંગર, કોદ્રા, અને દીવેલી.

## ४. जलालपोर तालूको.

એમાં ૯૫ ગામ તથા ૭૦૧૧૨ માણસની વસ્તી છે.

**નદીઓ.** — ઉત્તરે पूर्णा નદી વહેછે. દક્ષિણે अंबिका છે. कनाई, खुटारा, करकवा, बनेव વગેરે ખાડીઓ છે.

**મુખ્યગામ.** — जलालपोर. એમાં ૨૦૯૧ માણસની વસ્તી છે. એમાં મામલતદારની કચેરી છે. એમાં સરકારી નિશાળ છે તેનો ખરચ ચલાવવાને રૂ. ૩૨૮૦ પટેલ ગોપાળજી રતનજી વગેરેની મહેનતથી એકઠા કરવામાં આવ્યા હતા. मटवाड, अचरामा, अमलसाड, कछोली, आट, खरसाड, अष्टगाम, पनार, सीसोदरा વગેરે મોટાં ગામ છે.

અમલસાડ અને નવસારી એ બે રેલવે સ્ટેશન એ તાલુકામાં છે. નવસારીની પાસે અર્ધા ગાઉપર જલાલપોર છે. એ પરગણાની દક્ષિણે બીલીમોરા છે ત્યાંપણ રેલવેસ્ટેશન છે.

**નિકાસ.**— જુવાર, ડાંગર, રૂ, તલ, અને શેરડી.

## ૫. बारडोली तालूको.

એમાં ૧૨૪ ગામ અને ૭૭૫૦૦ માણસની વસ્તી છે.

**નદીઓ.**— ૧. તાપી; ૨. મીંઢોલા, એ નદીના ત્રણ ફાંટા છે. બુહારી ગામ આગળ પૂર્ણા નદી છે. અને તેની એક શાખા વાલોડ થઈને વેજને મળેછે.

**મુખ્યગામ.**— ૧. મીંઢોળાને કાંઠે बारडोली; વસ્તી ૪૨૨૯ માણસની. એ ગામ ગાયકવાડના બળેશ્વર પરગણાની હદ-માં છે. એમાં મામલતદારની કચેરી છે. ૨. તાપીને કાંઠે कडोद. ૩. सरभोण, ૪. वालोड. ૫ मोता; ૬ वराड. ૭ बुहारी, ૮ देहेगाम. ૯ बांकानेर, ૧૦ कवास, વગેરે મોટાં ગામ છે. એ તાલૂકો વધારે મોટો હોવાથી વાલોડમાં મહાલકરી અને ફોજ-દારનાં થાણાં છે.

**નિકાસ.**— ડાંગર, જુવાર, ઘઉં, કોદ્રા, કપાસ અને શેરડી.

## ૬. मांडवी तालूको.

એમાં ૧૬૯ ગામ અને ૪૮૩૬૭ માણસ છે.

**માંડવીમાં** ૪૦૦ વર્ષ પહેલાં ભીલ રાજા રહેતા. ત્યાર પછી ઉદેપુરના રાણાના કુળના કોઈ રાજકુમારનો અમલ થયો. સંવત ૧૮૯૮ મા ઇંગ્રેજસરકારની જપતી બેઠી અને પછી કેટલેક વર્ષે એ તાલૂકો ખાલસા થયો. એ તાલૂકામાં ઘણા ડુંગરા છે; તેમાં દેવગઢ ટપ્પામાં વધારે છે અને કેટલાક પાતલ ટપ્પામાં છે.

એ પરગણાના સાત ટપ્પા એટલે ભાગ કર્યાછે તેમનાં નામ, मांडवी, वडुधान, पातल, देवगढ, दढवाडा, हवेली, અને बारगाम.

**નદીઓ.**—દક્ષિણે તાપી નદી. वेहे, એ નદી રાજપીપ-ળાના રૂડાપર્વતમાંથી નીકળીને દેવગઢ વગેરે ગામપાસે થઈને વરેલી આગળ તાપીને મળેછે.

**મુખ્ય ગામ.**—માંડવી, એમાં ૪૨૯૬ માણસની વસ્તી છે. મામલતદારની કચેરી તથા ગામ સુધરાઈ ખાતું છે. ચ-ક્રુધાનમાં બાર બાર વરસે મોટી જાત્રા ભરાયછે. ઘંટોલી અને તડકેશ્વર મોટાં ગામ છે.

**નિકાસ.**—કોદ્રા, ડાંગર, જુવાર, અને દીવેલી.

## ૭. ચોર્યાશા તાલૂકો.

એ પરગણામાં સૂરત શહેર છે તેની વસ્તી બાદ કરતાં એ તાલૂકાની વસ્તી ૪૮૪૩૫ માણસની છે. એ તાલૂકાનાં ગામ ગાયકવાડ સરકાર તથા સચાણના નવાબના તાબાના મૂલકમાં વેરાતાં છે.

સૂરત શહેર એ તાપી નદીને કાંઠે છે. એમાં ૧૦૭૧૪૯ માણસ વસેછે. કલેકટર, જડજ, સબઑર્ડિનેટ જડજ, મામલત-દાર વગેરે અમલદારોની કચેરી એમાં છે. ગામ સુધરાઈખાતું તથા હાઈસ્કૂલ પણ છે. સૂરત શહેર આગળ મોટું બંદર હતું તે-માં વેપાર ઘણો ચાલતો હતો. સંવત ૧૮૯૩ માં મોટી આગ લાગ્યાથી વેપારનું મથક મુંબઈ થવાથી, તથા વણકર વગેરે કા-રીગર લોકની રોજી તૂટવાથી શહેરને મોટો ધોક્કો પહોંચ્યોછે. એ શહેરનો મજબૂત કિલ્લો તાપીના કિનારાપર આવેલોછે. એ કિલ્લાથી તે દિલ્લી દરવાજાસૂધી સારો રસ્તો બાંધેલો છે. સૂરત-ની પાસે તાપીનદીને સામે તીરે રાંદેર છે. એ કસ્બામાં ૧૦૨૮૦ માણસની વસ્તી તથા ગામ સુધરાઈખાતું છે. કતારગામ, માઠા, કુંભારીઆ, ઉમરા એ મોટાં ગામ છે. જીઆવબુડીઆ નામે ભી-ડબંદર છે ત્યાં સરકારકુન રહેછે.

સૂરત અને સચીન એ બે રેલવે સ્ટેશન છે.

**નિકાસ.**— રૂ અને જુવાર.

## ૮. ओरपाड तालूको.

એમાં ૧૨૦ ગામ તથા ૬૬૨૫૬ રહેવાસીઓ છે.

**નદીઓ.**— દક્ષિણહદ ઉપર તાપી, અને ઉત્તરે કીમ. સીના નદી ભગવાદાંડી આગળ સમુદ્રને મળેછે. ઊનાળામાં તેમાંનું પાણી ઘણું કરીને સૂકાઈ જાયછે. ડભ્છિાપોર અને બીજાં ગામો આગળ ખાડીઓ છે.

**મુખ્ય ગામ.**— ओरपाड. એ કસ્બાની વસ્તી ૪૦૦૧ માણસની છે. એમાં મામલતદારનું થાણું છે. कुडसद, भगवादांडी, अडाजन, सुंहाली, अमरोली, कासाड, અને वराछा મોટાં ગામ છે. સરસનીપાસે સિદ્ધનાથ મહાદેવની હરવર્ષે જાત્રા ભરાયછે. મોરા ગામમાં કૂવાની જાત્રા ભરાયછે.

અમરોલી, સાયણ અને કીમ એ ત્રણ રેલવે સ્ટેશન છે.

**મુખ્ય નિકાસ.**—જુવાર, રૂ અને ઘઉં.

---

## भरुच जिल्लो.

એ જિલ્લાનું ક્ષેત્રફળ ૧૩૬૩ ચોરસ મૈલ છે, અને તેમાં ૩૫૦૩૨૨ માણસ વસેછે.

**એની હદ.**—ઉત્તરે મહી, પૂર્વે ગાયકવાડનો મૂલક, દક્ષિણે કીમ નદી, અને પશ્ચિમમાં ખંભાતનો અખાત.

એ જિલ્લામાં ઘણુંકરીને नर्मदाના મુખ આગળની રસાળ ભૂંઈ હોવાથી ખેતી સારી થાયછે, તેમ ઝાડો પણ પુષ્કળ છે. એમાં નદીઓ પણ ઠીક આવેલીછે. नर्मदा ઊપરાંત ઉત્તરમાં मही અને દક્ષિણમાં कीम છે.

ભરૂચ શહેર બાદ કરીએ તો એ જિલ્લાનો મુખ્ય ઉદ્યમ ખેતી છે. ભરૂચમાં સૂતર કાંતવાના મોટા વરાળથી ચાલતા રહેંટીઆ છે, અને બીજો વેપાર રોજગાર છે. ખેતીની મુખ્ય પે-

દાળ રૂ છે. એ સિવાય ચોમાસામાં જુવાર, ડાંગેર, બાજરી, તુવર અને મગ પાકેછે, અને શીઆળામાં ઘઉં, તલ, વટાણા, ચણા, વાલ, દીવેલી અને તમાકુ થાયછે.

આ જિલ્લામાં નીચે લખેલા ૫ તાલુકા છે: —

| | |
|---|---|
| १. भरुच. | ४. आमोद. |
| २. अंक्लेश्वर. | ५. जंबुसर. |
| ३. वागरा. | |

આ પાંચ તાલુકામાં ૪૨૫ ગામ છે. એ ગામોમાં લોકલફંડને ખરચે ચાલતી ૧૯૬ નિશાળો છે, તેઓમાં ૭૪૩૦ નિશાળીઆ ભણેછે.*

## ૧ भरुच.

**ભરૂચ** શહેરની વસ્તી બાદ કરતાં આ તાલુકામાં ૭૩૨૯૯ માણસની વસ્તી, ૧૦૨ ગામ તથા ૬ મોવાડા છે.

**મુખ્યનદી**. નર્મદા છે તે એ તાલુકાની દક્ષિણે છે. એ ઘણી મોટી અને ઊંડી છે અને એ વડે વહાણો વેપાર ચાલે છે. **સાત**પૂડા પર્વતમાંથી નીકળીને **ખં**ભાતના અખાતને મળેછે.

તાલુકાનું મુખ્ય શહેર भरुच છે તે **નર્મદા** નદીના કાંઠાપર છે. એમાં ૩૬૯૩૨ માણસની વસ્તી તથા ગામ સુધરાઈખાતું છે. કલેક્ટર, બીજા વર્ગના સબાર્ડિનેટ જડજ અને મામલતદારની કચેરી એમાં છે. शुकलतीर्थ, झाडेश्वर, निकोरा, शाहबाद, झनोर, टंकारीआ, पारखेत અને अंक्लेश्वर, એ મોટાં ગામ છે. હર વર્ષે **શુકલતીર્થ**માં જાત્રા ભરાયછે. હર ૧૯ વર્ષે **તવરા** અને **ભાડભૂત**ની જાત્રા ભરાયછે.

* આ તાલુકાઓની વીગતવાર હકીકત આપી છે તે ભરૂચ જિલ્લાની નિશાળોને સારૂ છે. બીજા જિલ્લામાં તો માત્ર એમાંના કસ્બા કે મોટાં ગામ ને થોડો સાર શીખવાશે તો બસ થશે.

આ તાલુકામાં ભરૂચ, ચમારગામ અને પાલેજ એ ત્રણ રેલવે સ્ટેશન છે. નર્મદા નદીમાં ધંતુરીઆ અને कासवा એ બે નાના બેટ છે તેઓ એ તાલુકાના છે ધંતુરીઆમાં માણસ વસે છે.

મુખ્યનિકાસ ૩ અને જુવાર.

---

## ૨. अंक्लेश्वर.

એ પરગણામાં ૧૦૨ ગામ તથા એક મોવાડો છે. એમાં ૬૭૭૪૩ માણસની વસ્તી છે.

**નદીઓ** ૧. कीम, એ પરગણાની દક્ષિણ સીમાએ છે.

૨. उमरावती એ રાજપીપળામાંથી નીકળી માંડવા બુજુર્ગ આગળ નર્મદાને મળે છે. વળી वंद નામે એક ખાડી છે.

**મુખ્યગામ** ૧. अंक्लेश्वर. એમાં મામલતદારની તથા બીજા વર્ગના સબાર્ડિનેટ જડજની કચેરીઓ છે. એમાં ૯૪૧૪ માણસની વસ્તી છે ૨. हांसोट, એમાં ૪૧૫૨ માણસની વસ્તી તથા મહાલકરીની કચેરી છે. दीवा, मांडवा बुजुर्ग, इलाव, कतपुर, અને सीसोद्रा મોટાં ગામ છે.

**મુખ્યનિકાસ**— ૩, જુવાર, અને ઘઉં.

---

## ૩. वागरा.

આ તાલુકામાં ૬૯ ગામ તથા ૩૮૭૭૯ રહેવાસી છે. એમાં એકે નદી નથી, પરંતુ भूखी નામે એક ખાડી છે તે વાગરા અને ભરૂચને જુદા પાડે છે. વાગરામાં મામલતદારની તથા સબાર્ડિનેટ જડજની કચેરી છે.

આ તાલુકાની પશ્ચિમે देहेजबारा નામે મોટો કસ્બો છે તે બંદર છે. गंधार, विलायत, અને लखीगाम એ મોટામાં મોટાં ગામ છે.

**મુખ્યનિકાસ**— ૩, જુવાર, અને ઘઉં.

## ૪. આમોદ.

આ તાલુકામાં ૪૯ ગામ તથા ૪૦૨૬૦ માણસની વસ્તી છે. એ તાલુકાની ઉત્તરે ઢાઢર નદી વહે છે. એમાં આછોડ, ગોપાળ, રુપારેલ વગેરે ખાડીઓ છે.

**મુખ્યગામ**— આમોદ, એમાં ૬૧૨૫ રહેવાશી છે. એમાં મામલતદારની કચેરી છે. એ કસ્બા ઉપર તથા તાલુકાનાં ગામો ઉપર એક રાણાનો થોડોક ભાગ છે. કરવાડા, મોટું ગામ છે તેનો કેટલોક ભાગ તેના ઠાકોરને તાબે છે. આ તાલુકાનું માતર નામે ગામ વાગરા તાલુકાની હદમાં આવેલું છે. સરમોણ, ઇખર, રાજા, ટંકારીઆ વગેરે મોટાં ગામ છે.

**મુખ્યનિકાસ**— રૂ, જુવાર, અને ઘઉં.

---

## ૫ જંબુસર.

આ તાલુકામાં ૮૩ ગામ તથા ૯૩૨૪૯ માણસની વસ્તી છે.

**નદીઓ**— ૧ મહી, એ નદી માળવામાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. મહી નદી આ તાલુકાની ઉત્તરે અને ઢાઢર દક્ષિણે છે. ઢાઢર પણ ખંભાતના અખાતને મળે છે.

**મુખ્ય ગામ**— જંબુસર. એમાં મામલતદાર તથા સબાર્ડિનેટ જડજની કચેરી છે. સબાર્ડિનેટ જડજનો અધિકાર આમોદ તાલુકા ઉપર પણ છે. એમાં ૧૪૯૨૪ માણસની વસ્તી અને ગામ સુધરાઇ ખાતું છે. વસ્તીનો ઘણો ભાગ વેપારી છે.

જંબુસરથી આશરે નવ મૈલને અંતરે ટંકારીઆ નામે બંદર છે. એમાં ઠીક વેપાર ચાલે છે. બેગામ એ પણ બંદર છે. ગજેરા, કાવી, વેડચ, અને સારોદ એ મોટાં ગામ છે.

**મુખ્ય નિકાસ**—રૂ, ઘઉં, જુવાર, બાજરી અને ગળી. આમડી, આલપુરા, ડોળીઆ વગેરે ગામોમાં મીઠું પાકે છે.

# ખેડા જિલ્લો.

એ જિલ્લાનું ક્ષેત્રફળ ૧૫૬૧ ચોરસ મેલ તથા વસ્તી ૭૮૨૭૩૩ માણસની છે.

**એની સીમા** ઉત્તરે **અમદાવાદ** જિલ્લો, **ગાયકવાડ** અને **મહીકાંઠા** એજન્સિનો કેટલોક મુલક, અને **રેવાકાંઠા** એજન્સિમાંનું **વાડાસિનોર**નું નાનું રાજ્ય; પૂર્વે અને દક્ષિણે **મહી** નદી આવી **પંચમહાલ**, **ગાયકવાડ**નો મુલક તથા **ભરૂચ** જિલ્લાથી તેને જુદો પાડેછે; અને પશ્ચિમે **ખંભાત**ના નવાબનું રાજ્ય તથા **અમદાવાદ** જિલ્લો છે.

દેશ ચપટો અને ઝાડોથી ભરપૂર છે. ખેતી પણ સારી છે. ઇશાન કોણમાં એ કિંચિત ઉંચો છે, ત્યાં જમીન ઓછાં ઝાડવાળી અને ઓછી રસાળ છે. દેશનું પાણી મુખ્યત્વે **મહી** તરફ વહેછે.

**નદીઓ**— ૧ મહી એ **ખંભાત**ના અખાતને મળેછે. ૨ વાત્રક, એ **સાબરમતી**ને મળેછે. ૩ મેશ્વો એ **વાત્રક**ને મળેછે. ૪ શેઢી, એ **વાત્રક**ને મળેછે. ૫ મોહોર, એ **શેઢી**ને મળેછે. ૬ ખારી, આ નદીનો માર્ગ **સાબરમતી** અને મેશ્વો એ બેની વચ્ચે છે.

**મુખ્યઉદ્યોગ**— ખેતી અને હુનર. બાજરી, કોદ્રા, ડાંગેર, જુવાર, શેરડી, બાવટો, તમાકુ વગેરે પાકેછે. બાજરી અને તમાકુ પુષ્કળ પાકેછે, અને પરદેશ મોકલવામાં આવેછે. **આણંદ** અને **નડીઆદ** પરગણામાં સર્વે બાગાયત પાક થાયછે. **કપડવણજ**માં સાબુ અને કાચનાં કારખાનાં છે તથા **નડીઆદ**માં તમાકુનું કારખાનું છે.

**નડીઆદ**માં સરકારી હાઈસ્કૂલ તથા **ખેડા**માં પહેલા વર્ગની આંગ્લોવર્નાક્યુલર સ્કૂલ છે. અને **કપડવણજ**માં તથા

ઉમરેઠમાં એક્ક બીજા વર્ગની આંગ્લોવર્નાક્યુલર સ્કૂલ છે. નડીઆદના દેશાઈ વેરીભાઈ અજુભાઈ ઉરફે ભાઉ સાહેબે મોટી ઉદારતાથી રૂ ૨૦૦૦ ) ખરચી નિશાળનું મકાન બંધાવી આપ્યુંછે.

આ જિલ્લામાં આશરે હલકા દરજાની બસેં નિશાળો છે તેઓનું ખરચ લોકલ ફંડમાંથી કરવામાં આવેછે. એ નિશાળોમાં સુમારે ૧૪૦૦૦ છોકરા ભણેછે.

આ જિલ્લામાં થઈ પૂર્વથી પશ્ચિમમાં રેલવે જાયછે. અને તેની એક શાખા દક્ષિણથી ઉત્તરસૂધી એટલે આણંદથી ડાકોર સૂધી જાયછે.

ખેડા જિલ્લામાં નીચે લખેલા ૭ તાલૂકા છેઃ—

| | |
|---|---|
| १. कपड़वणज. | ५. मातर. |
| २. ठासरा. | ६. आणंद. |
| ३. नडीआद. | ७. बोरसद. |
| ४. महेमदाबाद. | |

આ તાલૂકાઓમાં ૫૯૧ ગામો છે.*

## १ कपड़वणज

આ તાલૂકામાં ૮૬ ગામ તથા ૮૬૭૪૨ માણસની વસ્તી છે.

**નદીઓ.**— ૧ મોહોર એ કપડવણજ તથા કઠલાલ પાસે વહેછે; ૨. वात्रक, એ અપરૂજીના ગામ પાસે વહેછે. એ બંને નદીઓ ઉત્તરથી દક્ષિણમાં વહેછે. ૩ वरांसी, એ નાની નદી કપડવણજ આગળ મોહોરને મળેછે.

**મુખ્યગામ.** — कपड़वणज, એમાં મામલતદાર તથા મુ-

*આ તાલુકાઓની વધારે હકીકત આપીછે તે ખેડા જિલ્લાની નિશાળોને સારૂ છે. બીજી નિશાળોમાં માત્ર મોટા કસબા, કે બહુ મોટાં ગામ ને થોડો સાર શીખવવો.

બાર્ડિનેટ જડજની કચેરી છે. એના કેટલાક રહેવાસીઓ ઘ-
ણા દ્રવ્યવાન છે. એમાં ૧૩૯૮૨ માણસની વસ્તી છે. એમાં
નિશાળનું મકાન બંધાવવા સારૂ શેઠ કેવળભાઈ તથા શેઠ
નથુભાઈએ રૂ ૭૦૦ ) ભર્યા હતા. ગામ સુધરાઈ ખાતું, પુસ્તક-
શાળા, છોકરીઓની નિશાળ, તથા દવાખાનું એ ગામમાં છે.
એમાં કઠલાલ, છીપડી, તોરણા, લસુંદ્રા અને આંત્રોલી વગેરે
મોટાં ગામો છે. લસુંદ્રામાં ઊના પાણીના કુંડ છે.

કપડવણજમાં કાચ અને સાબુ બનાવવાનાં કારખાનાં છે.
એ વસ્તુઓ મુંબઈ તથા બીજાં સ્થળે પુષ્કળ મોકલવામાં
આવેછે. એ બંને કારખાનામાં સુધારો કરવાની જરૂર છે.
સુધારો કરી હાલ બનેછે તેથી ઊંચી જાતનાં કાચ અને સાબુ
બનાવે તો ખપત વધે.

**મુખ્ય નિકાસ**—બાજરી અને કોદ્રા.

---

## ૨ ઠાસરા તાલુકો.

આ તાલુકામાં ૧૦૦ ગામ તથા ૮૫૬૦૧ માણસની વ-
સ્તી છે.

**નદીઓ**.— ૧ મહી એ તાલુકાની ઉત્તરે છે. ૨. શેઢી
આ તાલુકાની ઉત્તરે આવેલા ડુંગરામાંથી નીકળી ઠાસરા તથા
ડાકોર પાસે થઈ નડીઆદ તાલુકામાંના અરજનકોટ ગામ
આગળ મોહોરને મળેછે. એ સિવાય ગળતી વગેરે નાની
નદીઓ છે.

**મુખ્યગામ**.— મોટામાં મોટું ગામ ડાકોર છે, તેમાં
૭૭૪૦ માણસ વસેછે. એમાં રણછોડજીનું મોટું મંદિર તથા
ગોમતી નામે તળાવ છે. દરેક પૂનેમે ઘણા લોકો રણછોડજીના
દર્શન કરવા જાયછે. આસો શુદ ૧૫ તથા આશાઢ શુદ ૨-

ની રથજાત્રાએ આશરે લાખ માણસ એકઠું થાયછે. એમાં ગામ સુધરાઈ ખાતું, પુસ્તકશાળા, તથા દવાખાનું છે. મામલતદારની કચેરી ઠાસરામાં છે. એ ગામની વસ્તી ૩૨૫૧ માણસની છે. जनोड, पडाळ, कालसर વગેરે મોટાં ગામ છે.

**મુખ્ય નિકાસ.**— બાજરી, ડાંગર, અને બાવટો.

---

## ३ नडीआद तालूको.

એમાં ૯૯ ગામ તથા ૧૫૧૪૮૩ માણસની વસ્તી છે.

**નદીઓ.** — ૧ શેઢી, એ આ તાલુકામાં થઈ ખેડા આગળ વાત્રકને મળેછે. ૨ मोहोर, એ કપડવણજ તાલુકામાં થઈ અરજનપરકોટ આગળ શેઢીને મળેછે. ૩ लुणी એ કોટ આગળ શેઢીને મળેછે.

**મુખ્ય ગામ.**— नडीआद, એમાં ૨૪૫૫૧ માણસની વસ્તી છે. એમાં સબાર્ડિનેટ જડજ તથા મામલતદારની કચેરીઓ છે. એ રેલવે સ્ટેશન છે અને એમાં ગામ સુધરાઈ ખાતું, છોડીઓની નિશાળ, પુસ્તકશાળા અને દવાખાનું છે. એમાં ધર્મશાળા તથા તળાવો છે. अलीणा, चुणेल, मोहोलेल, उत्तरसंडा, चकलासी ( એમાં ૭૦૮૧ માણસની વસ્તી છે ), नरसंडा, डभाण, વગેરે મોટાં ગામ છે.

મહુધા અને કઠલાલ પાસે થઈ નડીઆદથી કપડવણજ જવાનો મોટો રસ્તો બાંધેલોછે.

આ તાલુકાના वडताल ગામમાં સ્વામીનારાયણનું મોટું મંદિર છે.

**મુખ્ય નિકાસ.**— બાજરી, કોદ્રા, તમાકુ, ઝીરૂં, તલ, અને રૂ.

---

## ૪ મહેમદાવાદ તાલૂકો.

આ તાલૂકામાં ૬૨ ગામ તથા ૮૫૭૫૨ માણસની વસ્તીછે.

**નદીઓ.** ૧. ખારી, એ સાબરમતી અને મેશ્વોની વચ્ચે વહેછે. ૨ વાત્રક મહેમદાવાદ તથા ખેડા પાસે થઈ પાલ્લા આગળ સાબરમતીને મળેછે. ૩ મેશ્વો હેદરડા આગળ વાત્રકને મળેછે. અને શેઢી આ તાલૂકાની દક્ષિણે છે, તે ખેડા આગળ વાત્રકને મળેછે.

**મુખ્ય ગામ.** – વાત્રક અને શેઢીના સંગમ ઉપર કિલ્લે ખેડા છે તે આખા જિલ્લાનું મુખ્ય શહેર છે. એમાં ૧૨૬૮૧ માણસ વસેછે. કલેક્ટર, પહેલા વર્ગનો સબાર્ડિનેટ જડજ, તથા સિવિલ સર્જન એ અધિકારીઓ એમાં રહેછે. વળી એમાં પુસ્તકશાળા, સિવિલ હાસ્પિટલ, ગામસુધરાઈખાતું તથા છોડીઓની નિશાળ છે. ખેડાથી મહેમદાવાદના રેલવે સ્ટેશન સૂધી રસ્તો બાંધેલોછે. એ શહેરને ફરતો કોટ છે. અમદાવાદના પાદશાહ મહમદ બેગડાના નામ ઉપરથી મહેમદાવાદ નામ પડ્યું છે. એમાં ૮૦૬૫ માણસની વસ્તી છે. એમાં મામલતદારની કચેરી, ગામસુધરાઈખાતું અને રેલવે સ્ટેશન છે. એમાં રીડિંગરૂમ તથા દવાખાનું છે. ભમરીઆ નામે કૂવો તથા તેની પડોસમાં વાત્રક નદીના કાંઠાપરનો રોજો એ બે જોવા લાયક છે. સિહુન, મહીજ, ખરસવણી, કનીજ, રુદણ વગેરે મોટાં ગામો છે. એ જિલ્લામાં અગાઉ બાસતો બનતો હતો તે ઘણોજ વખણાતો.

**મુખ્ય નિકાસ.**— બાજરી, ડાંગેર, કોદ્રા, શેરડી અને પારિજાતકના ફૂલ.

---

## ५. मातर तालूको.

એ તાલુકામાં ૮૨ ગામ તથા ૭૮૬૭૩ માણસની વસ્તી છે.

**નદીઓ** — ૧ साबरमती, એ આ તાલુકાની પશ્ચિમ સીમાએ છે. ૨. वात्रक, એ આ તાલુકામાં થઈ પાક્ષા આગળ સાબરમતીને મળે છે.

**મુખ્યગામ** — આ તાલુકામાં મોટામાં મોટું ગામ मातर છે તેમાં ૪૮૦૪ માણસની વસ્તી છે. ત્યાંના વાણીઆ પૈસાદાર છે. એમાં મામલતદારની કચેરી છે. रढु, लिंबासी, त्राज વગેરે મોટાં ગામ છે.

**મુખ્ય નિકાસ** બાજરી, ઘઉં, કોદ્રા, ડાંગેર, તથા કસુંબી.

---

## ६. आणंद तालूको.

આ તાલુકામાં ૭૩ ગામ તથા ૧૪૯૯૫૨ માણસની વસ્તી છે.

**નદીઓ** - ૧. मही, એ આ તાલુકાની પૂર્વ સીમાએ છે.

**મુખ્ય ગામ** — આ તાલુકામાં મોટામાં મોટું ગામ उमरेठ છે. તેમાં ૧૩૯૫૪ માણસની વસ્તી છે. એ રેલવેનું સ્ટેશન તથા તેમાં સબાર્ડિનેટ જડજની કોરટ છે. વસ્તીનો ઘણો ભાગ ખેડાવાળ બ્રાહ્મણ અને ખડાયતા વાણીઆનો છે. રૂ ૨૫૦૦ )નું લોકોમાં ઊઘરાણું કરી સરકારી નિશાળનું મકાન બાંધ્યું છે. એમાં પુસ્તકશાળા તથા છોડીઓની નિશાળ છે. ઉમરેઠથી ઊતરતું બીજું ગામ आणंद છે. એની વસ્તી ૮૭૭૩ માણસની છે. તેમાં મામલતદારની કચેરી છે. એ મોટું રેલવેનું સ્ટેશન છે. नापाड, करमसद, ओड ( ૮૪૨૩ માણસની વસ્તી ), सारसा, बोरीआवी, सामरखा ( એની વસ્તી ૫૨૩૧ છે ),

चिरोड़ा, थामणा, संडलपुर, વગેરે મોટાં ગામ છે. वासद એ રેલવે સ્ટેશન છે તેની પાસે મહી નદી ઉપર મોટા પૂલ છે તે જોવા લાયક છે.

**મુખ્ય નિકાસ**— તમાકુ, કોદ્રા, રૂ અને બાજરી.

---

## ૭ बोरसद तालूको.

આ તાલૂકામાં ૮૯ ગામ તથા ૧૪૪૫૨૮ માણસની વસ્તી છે.

**નદીઓ** મહી, એ ગૂજરાતમાં મોટામાં મોટી નદી છે. એ નદી આ તાલૂકાની પૂર્વ અને દક્ષિણ સીમા છે. અને ઉમેટા તથા હેવાણ આગળ થઈ ખંભાતના અખાતને મળે છે.

**મુખ્ય ગામ** — बोरसद, એમાં ૧૨૨૧૯ માણસની વસ્તી છે અને મામલતદાર તથા સબાર્ડિનેટ જડજની કચેરી છે. એમાં છોડીઓની નિશાળ અને દવાખાનું છે. आंकलाव, भंटासी, वीरसद, अलारसा, रास, दाबोल, दहेवाण, सुणाव, पीपलाव, વગેરે મોટાં ગામ છે. આ તાલૂકાનાં ગામો એકે જથે નથી, પરંતુ વડોદરાના ગાયકવાડના તથા ખંભાતના નવાબના રાજ્યમાં વેરાતાં વેરાતાં છે.

**મુખ્ય નિકાસ** - બાજરી, ડાંગર, તમાકુ, ગળી, સૂખડ, અને રૂ.

---

## ૪ पंचमहाल.

એનું ક્ષેત્રફળ ૧૭૩૧ ચોરસ મેલ તથા વસ્તી ૨૪૦૭૪૩ માણસની છે. પહેલાં એ દેશ રેવાકાંઠા એજન્સિનો ભાગ હતો, પરંતુ હિસાબની બાબતમાં હાલમાં તે ખેડા જિલ્લાનો ભાગ છે એનો રાજ્યવહીવટ ચલાવનાર ગવર્નર તરફનો પંચમહાલનો એજંટ છે.

રેવાકાંઠામાંહેલા બારીઆના રાજ્યવડે એના બે વિભાગ થયેલા છે. નૈરૃત્ય કોણના ભાગની ઉત્તરે લુણાવાડા, સુંથ, અને સંજેલી આવેલાં છે; પૂર્વે બારીઆનું રાજ્ય, દક્ષિણે ગાયકવાડનો મુલક, અને પશ્ચિમે ગાયકવાડનો મુલક તથા મહી નદી છે. એ નદી ખેડાજિલ્લાથી એને જુદો પાડેછે. ઈશાન કોણના ભાગની ઉત્તરે કુશલગઢ અને કુશલગઢનાં રાજ્ય, પૂર્વે માળવાનો પશ્ચિમ ભાગ અને બનાસ નદી, દક્ષિણે માળવાનો પશ્ચિમ ભાગ અને પશ્ચિમે સુંથ, સંજેલી અને બારીઆ છે. મોટી નદીમાં માત્ર મહી છે. બંને ભાગમાં ઈશાન કોણનો ભાગ વધારે રસાળ અને ખેડાયલો છે. દેશ મોટાં ઝાડ વગરનો છે અને પાવાગઢના ડુંગરા સિવાય સપાટ છે. ઉત્તર ભાગોમાં કેટલીક રસાળ ભોંય છે, પરંતુ ઘણું કરીને જમીન ઊંચી નીચી અને વેરાન છે તથા ખેતીની હાલત સારી નથી.

એ દેશમાં ખેતી સિવાય બીજો ઉદ્યોગ થોડોજ છે.

**મુખ્ય નિકાસ** ઘઉં, ડાંગર, બાજરી, મકાઈ, ચણા અને બીજું ધાન્ય. વળી તલ અને મહુડાં પુષ્કળ પાકેછે.

એ દેશમાં ત્રણ તાલુકા, ૨ પેટા મહાલ તથા ૭૧૯ ગામ છે. એ તાલુકા નીચે પ્રમાણે છેઃ—

| તાલુકા. | મુખ્ય ગામ. |
|---|---|
| ગોધરા. | ગોધરા અને સેહેરા. |
| કાલોલ. | કાલોલ, હાલોલ અને બેજલપુર. |
| દાહોદ. | દાહોદ અને ઝાલોદ. |

એ દેશ આગળ સિંધિઆના તાબામાં હતો, પરંતુ હાલમાં અંગ્રેજને તાબે છે. દાહોદમાં ૧૧૪૭૨ અને ગોધરામાં ૧૦૬૩૫ માણસની વસ્તી છે.

પંચમહાલમાં ૩૫ નિશાળો છે તેમાં ૨૩૫૭ નિશાળીઆ ભણેછે.

## ૫. અમદાવાદ જિલ્લો.

આ જિલ્લો ગૂજરાતના બીજા જિલ્લાઓની ઉત્તરે છે. એનું ક્ષેત્રફળ ૩૮૪૪ ચૌરસ મેલ છે, ને એની વસ્તી ૮૨૯૬૩૭ આણુસની છે. એની દક્ષિણે તથા પશ્ચિમે કાઠીઆવાડ; ઉત્તરે ગાયકવાડનો મુલક; અને પૂર્વે તથા અગ્નિકોણમાં ખેડા જિલ્લો, ખંભાતના નવાબનું રાજ્ય અને ખંભાતનો અખાત.

એ જિલ્લામાં મુખ્ય નદી સાબરમતી છે તે ઈશાન કોણમાં આરાવલી ડુંગરાના છેડા પાસે નીકળીને નૈરૃત્ય કોણતરફ વહીને ખંભાતના અખાતને મળેછે. ઉત્તર ભાગમાં નીચા ડુંગરો આવેલાછે તથા ધોળકા તાલુકામાં કેટલાક ડુંગરો છે, પરંતુ બાકીનો મૂલક સપાટ મેદાન અને છેક પશ્ચિમ ભાગમાં રેણ આવેછે તે સિવાય સારો ખેડાયલો છે.

એ જિલ્લામાં મુખ્ય ઉદ્યમ ખેતી છે, પરંતુ અમદાવાદ શહેરમાં પુષ્કળ રેશમનાં કારખાનાં છે. એમાં વરાળયંત્રથી ચાલતા બે રેંટીઆ છે તેથી ઘણા માણસોને રોજી મળેછે.

**મુખ્ય નિકાસ** બાજરી, જુવાર, ચણા, રૂ,ડાંગર, ઘોડોક તમાકુ, શેરડી, આદું, ગળી, તલ અને દીવેલી. રૂ અને ધાન્ય મુંબઈ ખાતે પુષ્કળ મોકલવામાં આવેછે.

આ જિલ્લામાં ૧૭૨ નિશાળ છે તેમાં ૧૧૦૮૫ નિશાળીઆ ભણેછે.

અમદાવાદ શહેરમાં બે હાઈસ્કૂલ, બે બ્રાંચસ્કૂલ, દીકરા દીકરીની નિશાળો ચલાવવા માટે શિક્ષકો તેયાર કરવાની શેઠ પ્રેમચંદ તથા રાવબહાદુર બેચરદાસની મદદથી બંધાવેલી બે ટ્રેનિંગ કાલેજો, અને ચાર કન્યાશાળા છે. સને ૧૮૪૯ માં ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીએ એક કન્યાશાળા સ્થાપી હતી. નેક નામદાર સખાવત બહાદુર શેઠાણી હરકુંવર બાઈ-

એ એ શાળાના ખરચ માટે રૂ ૧૦૦૦૦) તથા મકાન બંધાવવા સારૂ રૂ ૪૦૦૦) આપ્યા. બીજી બે નિશાળો સ્થાપવાસારૂ મરહૂમ રાવ બહાદુર મગનભાઈ કરમચંદે રૂ ૨૦૦૦૦) આપ્યા. એ નિશાળોમાં ૩૦૦ કરતાં વધારે છોડીઓ ભણેછે. રાવબહાદુર ભોળાનાથે સ્થાપેલી આપારાવ લૈબ્રરી છે, તેમાં સર્વેને મફત વાંચવા દેછે.

આ શહેરમાં એ.કે.ફાર્બસ સાહેબની મહેનતથી સ્થપાયેલી ગૂજરાતી અક્ષરવિદ્યાને ઉત્તેજન આપનારી વર્નાક્યુલર સોસાઈટીની આફિસ છે. એ સોસાઈટીએ સને ૧૮૪૯ માં એક પુસ્તકશાળા સ્થાપી. એ પુસ્તકશાળાનું યોગ્ય મકાન નગરશેઠ હીમાભાઈએ રૂ ૭૦૦૦) ખરચી બંધાવ્યું છે. એનું નામ હીમાભાઈ ઈન્સ્ટિટ્યુટ પાડ્યુંછે. એ શહેરમાં હઠીસંગ હાસ્પિતલ, બેચરદાસ ડિસ્પેન્સરી વગેરે બીજાં પરોપકારી પુરૂષોએ સ્થાપેલાં લોકોપયોગી ખાતાં છે. એમાં કેટલાંક છાપખાનાં છે તથા ત્રણ સાતવારીઆં વર્તમાનપત્રો તથા બેમાસિક ચોપાનીઆં પ્રગટ થાયછે.

એ જિલ્લામાં નીચે લખેલા ૭ તાલુકા છેઃ—

| | |
|---|---|
| १ प्रांतीज. | ५. धंधुका. |
| २ वीरमगाम. | ६. घोघा. |
| ३ धोळका. | ७. साणंद. |
| ४ दसक्रोइ. | |

આ તાલુકાઓમાં ૮૮૧ ગામો છે.*

* આ તાલુકાઓવિષે વિશેષ હકીકત આ પછી છે તે અમદાવાદ જિલ્લાની નિશાળોને માટે છે. બીજી નિશાળોમાં માત્ર એના કસબા કે બહુ મોટાં ગામ તથા સહજ બીજી હકીકત શીખવવી.

## ૧ प्रांतीज.

આ તાલૂકામાં ૧૬૬ ગામ તથા ૧૦૬૯૩૪ માણસની વસ્તી છે. એનો વિસ્તાર ઘણો હોવાથી એમાં એક પેટા મહાલ કર્યો છે મામલતદારની કચેરી પ્રાંતીજમાં છે અને મહાલકરીની કચેરી મોડાસામાં છે.

**નદીઓ.** ૧ પ્રાંતીજની પશ્ચિમે साबरमती. २ हाथमती, એ વાયવ્ય કોણમાં વહેછે. ૩ वात्रक એ બાયડ અને ગાબડ પાસે થઈને વહેછે. ૪ माजुम, એ મોડાસાની પાસે છે. ૫ मश्वो, એ હરસોલની પાસે છે. ૬ खारी એ દેશાસણ, લાલપુર અને બીજાં ગામો પાસે થઈને વહેછે.

પ્રાંતીજની પાસે બોખ નામે ઘણા મેલ લાંબો ખાડો છે. અગાઉ હાથમતી એમાં વહેતી, પરંતુ એવું કહેવાયછે કે અમદાબાદના રહેવાસીઓને વધારે પાણી પૂરૂં પાડવા માટે મહંમદ સુલતાને હાથમતી નદીના એક કાંઠાથી બીજા કાંઠા સૂધી બંધ બાંધીને તેનો વહેવાનો માર્ગ અટકાવી શાબરમતીમાં વાળી લીધી.

**મુખ્યશહેર** प्रांतीज એમાં ૮૩૪૧ માણસની વસ્તી છે. मोडासामां ૭૪૬૬ માણસની વસ્તી છે. એ બંને ગામમાં ગામસુધરાઈ ખાતું છે.

આ તાલૂકામાં ओराण, गाबट, धनसूरा, चोइला, देहेमाइ વગેરે મોટાં ગામ છે. એમાં ૪૩ મહેવાસી ગામડાં છે. અગાઉ મહેવાસી લોકો લૂટફાટ અને ચોરી કરતા હતા તથા ભાગ્યેજ જમાબંદી આપતા, પરંતુ ઇંગ્રેજ સરકારના બંદોબસ્તથી તેમનું જોર નરમ પડ્યુંછે.

મોડાસા મહાલમાં ડુંગરો અને જંગલો છે તેમાં સાગ અને બીજાં ઝાડો ઊગેછે.

**મુખ્ય નિકાસ** બાજરી, ચણા, મઠ, તલ, જવ, મકાઈ, રતાળુ તથા વરીઆળી.

---

## ૨ वीरमगाम तालूका.

આ તાલુકામાં ૧૫૮ ગામ તથા ૧૨૮૦૪૪ માણસની વસ્તી છે.

આ તાલૂકામાં એકે જાણવા લાયક નદી નથી, પરંતુ **માંડળ** તથા **ગોરૈયા** પાસ ખારા પાણીના નાના વહેળા છે.

**મુખ્યગામ**— वीरमगाम, એની વસ્તી ૧૫૬૬૧ છે. કોટની બહાર **મુનસર** અને **ગંગાસર** નામે બે તળાવ છે તેમાં મુનસર ઘણું મોટું છે. લોકો કહેછે કે **પાટણના** મહારાજા **સિદ્ધરાજ જેસંગે** એ તળાવ બંધાવ્યું છે. આ શહેરમાં દરજીઓ ઘણા છે તેઓ રૂના ડગલા, પંખા, સૂજની વગેરે સારાં કરેછે. એ ગામમાં દેસાઈઓ રહેછે તેમની સત્તાને લીધે એ મોટું થઈ પડ્યું છે. તેઓ ગામની દેસાઈગિરી કરેછે, તથા **પાટડીની** મોટી જાગીર ભોગવેછે. એમાં ગામ સુધરાઈ ખાતું, મામલતદાર તથા સબાર્ડિનેટ જડજની કચેરીઆ છે. એમાં કપાસ લોઢવાનાં વરાળથી ચાલનારાં બે કારખાનાં જોવા લાયક છે. એમાં પાટડી અને **માંડળ** એ મોટા કસ્બા છે. **પાટડીમાં** ૬૩૨૦ તથા **માંડળમાં** ૬૭૭૪ માણસની વસ્તી છે. **માંડળમાં** ગામ સુધરાઈ ખાતું છે. **પાટડી** પાસે મીઠું પાકે છે માટે કસ્ટમખાતાના અધિકારીઓ ત્યાં રહેછે. અહિં જે મીઠું પાકેછે તેને વરાગડું મીઠું કહેછે, અને તે મુંબઈ ઈલાકામાં સૌથી સરસ મીઠું છે. देत्रोज, ओगण, गोरैया, रामपुरा અને सीतापुर એ મોટાં ગામ છે. પહેલાં એ તાલૂકામાં કોળી લોક લૂટફાટ કરતા, પરંતુ હાલમાં ઈંગ્રેજ સરકારના બંદોબસ્તથી તે-

ઓ ઝાઝા ઉપદ્રવ કરી શકતા નથી. આ તાલુકાનાં કેટલાંક ગામ કાઠીઆવાડ એજન્સિમાં અને કેટલાંક ગાયકવાડના મુલકમાં આવેલાં છે.

પાટડી અને વીરમગામ એ બે રેલવે સ્ટેશન છે.

**મુખ્યનિકાસ** બાજરી, ઘઉં અને જુવાર.

---

## ૩ धोळका तालूको.

આ તાલુકામાં ૧૧૮ ગામ તથા ૧૧૩૩૭૫ માણસની વસ્તી છે. તાલુકાની જમીનનો ઘણો ભાગ તાલુકદારોનો છે અને થોડો ઇંગ્રેજ સરકારનો ખાલસા છે. આ તાલુકદારોના હાથમાં અમલ નથી. કેટલાક તાલુકદારોને ગરાશિઆ કહેછે અને કેટલાકને કસ્બાતી કહેછે. કોઠ તથા સાણંદનો ઠાકોર અને ગાંગડનો ઠાકોર એ બે મુખ્ય તાલુકદાર છે. તે શિવાય તેમના ભાયાત નાના તાલુકદાર છે. મુખ્ય કસ્બાતીઓ ધોળકામાં રહેછે.

તાલુકાની પશ્ચિમે દુર્ગી, મેણી અને બીજાં ગામો પાસે નળ નામે તળાવ છે તેનું પાણી ખારૂં છે તથા પીવાના કામમાં આવતું નથી. એ તળાવમાં રાડાં પુષ્કળ થાયછે તેને લોકો ઘરનાં છાપરાં બનાવવાના કામમાં વાપરેછે. એનાં મુળીઆંનો રોટલા બનાવવાનો લોટ કરેછે. એને બીર કહેછે.

**મુખ્યગામ**—ધોળકા, એમાં ગામસુધરાઈખાતું, મામલતદાર, તથા સબાર્ડિનેટ જડજની કચેરી છે. એ કસ્બો એક મૈલ લાંબો છે, પરંતુ બહુ પહોળો નથી. એમાં ૨૦૦૫૪ માણસની વસ્તી છે. એમાં બે મોટાં અને સારાં તળાવ છે તેમાંના એકના તીર ઉપર પડી ગયેલી મસીદ છે. એની હવા સારી નથી. ચોમાસાની આખરે લોકોને તાવ આવેછે તે માહા તથા ફા-

ગણુ (ફેબ્રુઆરી અને માર્ચ) સૂધી રહેછે. વળી કોઠમાં રાજાનું દરબાર છે. ચાવલા, ચલોડા, ગાંગડ, બદરખા, સરોડી વગેરે મોટાં ગામ છે. ધોળકામાં દવાખાનું છે તેથી લોકોને બહુ સુખ થયું છે. એમાં લીલાધર પુસ્તકશાળા પણ છે. સાબરમતી અને વાત્રકના સંગમ ઉપર વૌઠા ગામ છે તેમાં કારતકી પૂનમે હર વર્ષે મેળો ભરાયછે. એ મેળા આસપાસનાં ગામોમાંથી ઘણા લોકો ત્યાં એકઠા થાયછે.

**મુખ્યનિકાસ**—ઘઉં, ચણા, જુવાર, આદું, કેળાં, દાડેમ, અને શેરડી.

## ૪ દસક્રોઇ તાલૂકો.

આ તાલુકામાં ૧૫૭ ગામ તથા **અમદાવાદ** શહેરની વસ્તી બાદ કરતાં ૧૧૫૪૩૪ માણસની વસ્તી છે.

**નદીઓ**—૧ સાબરમતી, એ ઉત્તરથી દક્ષિણ સૂધી વહેછે. ૨ મેશ્વો, એ તાલુકાની પૂર્વ સીમાએ છે. ૩ ખારી, એ સાબરમતી અને મેશ્વો એ બેની વચ્ચે વહેછે.

તાલુકામાં અમદાવાદ શહેર **સાબરમતીને** કાંઠે છે તે સને ૧૪૧૧ માં સુલતાન **મહંમદે** બંધાવ્યું છે. એ શહેર **ગૂજરાતનું** મુખ્ય શહેર ગણાયછે અને તેમાં ૧૧૬૦૦૦ માણસની વસ્તી છે. એમાં ગામ સુધરાઈ ખાતું તથા કલેકટર, જડજ, સબાર્ડિનેટ જડજ અને બીજા સરકારી અધિકારીઓની કચેરીઓ છે. એમાં મોટા દ્રવ્યવાન વેપારીઓ તથા શાહુકારો રહેછે. અહિંની કેટલીક કારીગરીઓ વખણાયછે. શહેર પાસે પાયદળ, તોપખાનું તથા પોલીસનું લશ્કર છે. **મહંમદશાહે** તથા બીજા મોટા મુસલમાનોએ બંધાવેલી મસીદો સુંદર, મોટી અને જોવા લાયક છે. તેમાં મુખ્ય **જુમામસીદ** છે. હાલ ઇંગ્રેજ

સરકાર તેઓનું રક્ષણ કરેછે. ત્રણ દરવાજા, ભદ્ર, મિશનસ્કૂલ, પ્રાર્થના સમાજનું મંદિર, સ્વામીનારાયણનું મંદિર, તથા બીજી સરસ ઈમારતો છે. સાબરમતી ઉપર એક સુંદર પૂલ લોકને તથા ઘોડા ગાડી જવા આવવાને તથા બીજો રેલવેનો છે. શહેરમાં લૂગડાં વણવાનાં કારખાનાં જોવા લાયક છે. મશરૂ તથા કીનખાબનાં લૂગડાં ઘણાં સરસ વણાયછે. વળી ઘણી જાતનાં રેશમી કાપડ તથા રેશમી કોરનાં ધોતીઆં પુષ્કળ બનેછે. વરાળ યંત્રથી ચાલતા સૂતર કાંતવાના તથા વણવાના બે મોટા સંચા છે. ભોંયમાં દાટેલા નળવડે લોકને મીઠું પાણી પૂરૂં પાડવામાં આવેછે. વરાળયંત્રવડે એ પાણી નદીમાંથી લાવેછે.

નીચે લખેલી ઈમારતો વગેરે જોવા લાયક છે.

કાંકરીયું તળાવ. શાહઆલમનો રોજો. માતરભવાનીની વાવ. દાદાહરીની વાવ. અડાળજની વાવ. મલેકસાબાનનું તળાવ. વટવાનો રોજો. પીરાણાનો રોજો. શાહીબાગ મહેલ. હઠીસંગના દેવલ તથા બંગલો.

આ તાલૂકામાં ઉવારસદ, વટવા, કુહા, નરોડા, બારેજા, જેતલપુર વગેરે મોટાં ગામ છે. અમદાવાદમાં અને સાબરમતીને સામે તીરે રેલવે સ્ટેશન છે.

**મુખ્ય નિકાસ.**— બાજરી, જુવાર, શેરડી, ડાંગર, તમાકુ અને કઠોળ.

---

## ૫ ધંધુકા તાલૂકો.

આ તાલૂકામાં ૧૫૧ ગામ તથા ૧૨૪૮૬૦ માણસની વસ્તી છે. આખા ગુજરાતમાં એ મોટામાં મોટો તાલૂકો છે.

**નદીઓ.**— ૧ માદર, અને ૨ ગોમા એ બે નદીઓ કાઠીઆવાડમાં ઉત્પન્ન થઈ રાણપુર આગળ મળેછે. અહિં એકઠી થએલી નદીઓ નાગનેશ તથા ધંધુકા આગળ થઈ ઓંકારને મળેછે અને ત્યાંથી ભોગાવામાં ભળેછે. ૩. નિલકા ૪. ઉતાવળી એ બરવાળા પાસે વહેછે.

**મુખ્ય ગામ.** - ધંધુકા, એમાં મામલતદાર તથા સબાર્ડિનેટ જડજની કચેરીઓ તથા ગામ સુધરાઈ ખાતું છે. એમાં ૭૭૮૨ માણસની વસ્તી છે. ધોલેરા, મોટું બંદર છે તેમાં ૧૨૪૬૮ રહેવાશીઓ છે. એ બંદરેથી ઉત્તર ગૂજરાતનું રૂ તથા બીજો માલ પરદેશ મોકલવામાં આવેછે. આ તાલુકામાં બરવાળા (વસ્તી ૫૮૧૩), રાણપુર (વસ્તી ૫૭૮૬), અને સસ મોટાં ગામ છે. ધોળેરા તથા ધંધુકામાં દવાખાનું છે તેથી લોકોને ઘણું સુખ થયું છે. વળી ધોળેરામાં કસ્ટમ ખાતાનો અમલદાર વગેરે સરકારી અધિકારીઓ છે. આ તાલુકાના ગાંફ નામે ગામની પાસે મીઠું પાકેછે. નીલકા નદીપર આવેલા ભીમનાથમાં શ્રાવણ શુદી ૧૫ ને દિવસે મેળો ભરાયછે ત્યાં ઘણા લોકો ભેગા થાયછે.

આ તાલુકામાં કેટલેક સ્થળે તેમાં વિશેષે કરીને ધોળેરામાં પાણીની બહુ તંગાસ પડેછે.

રાણપુરમાં જૂનો પડી ગયેલો કિલ્લો છે. લૂટ કરનારા કાઠીઓનો બંદોબસ્ત રાખવાને ઘોડેસ્વારનું લશ્કર પહેલાં ત્યાં રહેતું.

**મુખ્ય નિકાસ.** – રૂ, જુવાર અને ઘઉં.

---

## ૬ ઘોઘા તાલૂકો.

આ તાલુકામાં ૬૪ ગામ તથા ૩૩૮૨૯ માણસની વસ્તી છે. આ તાલુકામાં ઇંગ્રેજ સરકારનાં ખાલસા ગામ માત્ર ત્રણ છે, બાકીનાં તાલુકદારોનાં છે.

ઘોઘાની હવા ઠંડી છે, પરંતુ મીઠા પાણીની તંગી છે. આ તાલુકાના દક્ષિણ અને પૂર્વ ભાગમાં ડુંગરો તથા મીઠા પાણીનાં નાળાં છે. એમાં ભાવનગરની ખાડી એજ નદી છે તે કાઠીઆવાડમાં જસદણ પાસે નીકળે છે.

પરગણાંનાં ખાલસા ગામોનું મુખ્ય શહેર ઘોઘા છે. તેમાં ૯૫૭૧ માણસની વસ્તી તથા ગામ સુધરાઈ ખાતું છે. એ મોટું બંદર છે. એમાં મામલતદાર, સરકારકુન તથા દાકતર રહેછે. वाळूकड તથા कमलेज એ માત્ર મુખ્ય ગામ છે.

**મુખ્ય નિકાસ**.—બાજરી, રૂ, અને તલ.

---

## ૭ साणंद तालूको.

આ તાલૂકામાં ૮૬ ગામ તથા ૭૩૨૨૯ માણસની વસ્તી છે. એમાંની ઘણી જમીન કોઠ તથા કુંવારના ઠાકોરો અને તેમના ભાયાતની છે.

**મુખ્ય નદીઓ**.— साबरमती, એ આ તાલૂકાની પશ્ચિમ વહેછે. रोहर, એ ચેખલા પાસે નીકળીને આ તાલૂકાની વચમાં થઈને જાયછે.

આ તાલૂકાનું મુખ્ય શહેર साणंद છે તેમાં ૭૨૨૯ માણસની વસ્તી અને મામલતદારની કચેરી છે.

એમાં આંબલીરોડ, સાણંદ અને છારોડી એ ત્રણ રેલવે સ્ટેશન છે.

सर्खेज, गोधावी, चोरवडोदरा, कार्सींद्रा, विसलपुर અને मोडासर મુખ્ય ગામ છે. સર્ખેજમાં રોજો અને તળાવ છે તે જોવા લાયક છે. સાબરમતીને કાંઠે કાસીંદ્રા છે ત્યાંનો ગોળ આખા

જિલ્લામાં બહુ વખણાયછે. **સાણંદના રેલવે સ્ટેશન પાસે નિ**-ક્રાડમાં વરાળથી ચાલતો કપાસ લોઢવાનો ચરખો તથા **વણ**-ઝર પાસે **સાબરમતીના** કાંઠાપર પાણી કાઢવાનો વરાળથી ચાલતો બંબો છે.

નળ નામે ખારા પાણીના તળાવ પાસે આવેલાં ગામોમાં મીઠા પાણીની તંગીછે.

**મુખ્ય નિકાસ.**—બાજરી, ડાંગર, રૂ, શેરડી અને જુવાર.

---

# प्रकरण ६ ठ्ठुं.

## गूजरात. भाग २ जो.

ગૂજરાતનાં દેશી રાજ્યો ઇંગ્રેજી ખાલસા મુલકની ચારે પાસ આવી રહેલાંછે. તેઓમાં ૩૮૦૦૦ ચોરસ મૈલ જમીન છે, અને ૬૫૬૬,૪૮૨ માણસની વસ્તી છે. આગળ કહ્યા પ્રમાણે તેઓના આઠ ભાગ કે જથા કર્યાછે. અહીં તેઓનું વર્ણન કરીએ છીએ.

## काठियावाड एजन्सि.

કાઠિયાવાડનું નામ અસલ सौराष्ट्र હતું. ગાયકવાડના તાબાના अमरेली અને ओखा પરગણાં બાદકરતાં આ એજન્સિમાં સુમારે ૨૦,૦૦૦ ચોરસ મૈલ જમીન છે, અને ૨૩,૨૧ ૮૩૩ આદમીની વસ્તી છે. એ મોટો દ્વીપકલ્પ છે, ને વિસ્તારમાં પૂર્વ પશ્ચિમ ૨૦૦ મૈલ અને ઉત્તર દક્ષિણ ૧૭૫ મૈલ છે. એમાં ૪૩૬૯ ગામ અને ૩૯૪ નિશાળોમાં ૨૦૯૨૪ નિશાળીઆ ભણેછે.

**એની મર્યાદા**—ઉત્તરે કચ્છનુંરણ, પૂર્વે અમદાવાદ જિલ્લો અને ખંભાતનો અખાત; દક્ષિણ અને અગ્નિકોણમાં અરબી સમુદ્ર; અને વાયવ્યકોણમાં કચ્છનો અખાત.

રાજ્યકાજનો બંદોબસ્ત રાખવાને ઇંગ્રેજતરફથી મુખ્ય અધિકારી पोलिटिकलएजंट છે. राजकोटमां ઇંગ્રેજી ફોજની છાવણી અને એજંટની કચેરી છે. એજન્સિના ચાર પ્રાંત કર્યાછે. એમાંના હરેકને માટે आसिस्टंट पोलिटिकल एजंट છે.

| ચારપ્રાંત | | આ. પો. એજંટસાહેબની કચેરી. |
|---|---|---|
| १ झालावाड | ( ઉત્તરમાં ) | वढवाण. |
| २ गोहेलवाड | ( પૂર્વે ) | सोनगढ, |

| | | |
|---|---|---|
| ૩ સોરઠ. | ( દક્ષિણમાં ) | માણેકવાડા. |
| ૪ હાલાર. | ( પશ્ચિમમાં ) | રાજકોટ. |

ચારે પ્રાંતમાં એક એક પહેલા વર્ગનું સંસ્થાન છે. **ઝાલા-વાડમાં** ધ્રાંગદ્રું **ઝાલા** રજપૂતોનું મુખ્ય રાજ્ય છે, ને વાંકાનેર, વઢવાણ, લીમડી, સાયલા વગેરે ફટાયા દરબાર છે. સોએક વરસ થયાં **ગોહેલવાડમાં** પાલિતાણા, લાઠી અને વલાના **ગોહેલ** ભાયાતોથી વધારે બળવાન થઇ ભાવનગરે શ્રેષ્ઠતા સંપાદન કરીછે. સોરઠમાં મુખ્ય રાજ્ય જૂનાગઢના નવાબ સાહેબનું છે. ઈસ્વી સને ૧૭૩૫ માં એ **મુસલમાની** રાજ્યની સ્થાપના થઈ. બાટ-વાના દરબાર એમના ભાયાત છે. જાફ્રાબાદનું સંસ્થાન એના-**થી** જૂનું છે **મુગલ** પાદશાહોના નૌકાસેનાપતિ જંજિરાના સીધીએ એ મૂલક જીતેલો, અને તેના વંશજોને હાથ તે છે. પોરબંદરનું રાજ્ય **સોરઠ**પ્રાંતમાં છે. અહિંના રાણા જેઠવા રજપૂત છે. હાલારમાં નવાનગરના જામસાહેબનું રાજ્ય મુખ્ય છે. **કાઠીઆવાડના જાડેજા** રજપૂતોના શિરોમણિ **જામ** સાહેબ છે. હાલારમાં મોરવી, ધ્રોળ, રાજકોટ **અને** ગોંડળના દરબાર એજ કુળના છે.

**કાઠી**આવાડની વચ્ચોવચ્ચ, **ઝાલા**વાડના મધ્યભાગથી **તે** **જૂના**ગઢની દક્ષિણસીમાસૂધી **કાઠી** દરબારોનાં સંસ્થાન છે. **કાઠી**રાજા **રજપૂતો** અને **મુસલમાનોની** પછી આવ્યા ને જે મૂલક હાલ તેમના કબજામાં છે તે તેમની કનેથી તેમણે જીતી લીધો એવું સંભવેછે. આગળ દક્ષિણ અને પશ્ચિમમાં **ગાય-**કવાડ સરકારના **અમરેલી**ના મહાલ છે.

**મુખ્ય પર્વતો** – **કાઠી**આવાડમાં પાંચ પહાડ છે. ૧ ચો-ટીલા, ધ્રાંગધ્રેથી **સરધાર** અને જસદણ સૂધી ગયેલા છે. એ ડૂંગરા ઊંચાઈમાં ઝાઝા નથી. ૨. વાલાકગીર કે મોરધારે અને

લાંબધાર ગોહેલવાડમાં છે. એની પાસે પાલીતાણાનો પ્રખ્યાત ડુંગર શેત્રુંજા છે. એની ઊંચાઈ ૧૫૦૦ ફૂટ એટલે સુમારે ૭૫૦ ગજ છે, અને તેના શિખર ઉપર શ્રાવકલોકે લાખો રૂપિઆ ખરચી રૂપાળાં દેરાં બાંધ્યાં છે. ૩. ગીર પર્વત સોરઠમાં છે. ૪. જૂનાગઢ આગળ ગિરનાર છે. એ પહાડ આખા કાઠીઆવાડમાં સૌથી ઊંચો છે. તેની ઊંચાઈ ૩૫૦૦ ફૂટ છે. ૫. બર્ડાપર્વત બર્ડામાં છે અને ઉત્તરે હાલારમાંના લાલપુર તથા ભલસાણ સુધી ગયેલો છે. તેની ઊંચાઈ ૨૦૦૦ ફૂટ છે.

**નદીઓ**—૧. ભાદર જસદણની પાસેના મદાવન ડુંગરામાંથી નીકળી બર્ડામાંના નવીબંદર આગળ અરબી સમુદ્રને મળેછે. ૨. શેત્રુંજી ગીરપર્વતમાંથી નીકળીને ગોહેલવાડમાં પાલીતાણા તથા તલાજા પાસે થઈને ખંભાતના અખાતને મળેછે. ૩. મચ્છુ ચોટીલામાંથી નીકળીને વાંકાનેર, મોરબી તથા માલીઆના સંસ્થાન પાસે થઈને કચ્છના રણમાં જાયછે. એ સિવાય સોરઠમાંની ઓઝાત નદી ઉબેણને મળેછે, અને સમુદ્ર આગળ તેઓનો ભાદર જોડે સંગમ થાયછે. વળી હાલારમાં આજી સરધારની પાસેના ડુંગરામાં ઉત્પન્ન થઈ રાજકોટ આવેછે અને ત્યાંથી કચ્છના અખાતમાં જાયછે.

**મુખ્ય નિકાસ.**—કપાસ, બાજરી, જુવાર, ઘઉં, ચણા, અડદ, મઠ, મગ, ચોળા, તલ અને શેરડી.

આ ઈલાકામાં ઘણાં બંદર છે ત્યાંથી રૂ, ઊન, અનાજ, ઘી, ગોળ, તેલ, ઘોડા, ઢોર વગેરે મુંબઈ તથા બીજાં બંદરો ખાતે જાયછે. એમાં હિંદુલોકનાં મોટાં તીર્થ છે. તેઓમાં મુખ્ય દ્વારકા, સોમનાથ કે પ્રભાસપાટણ, તથા પાલીતાણા એ છેલ્લું શ્રાવક લોકનું છે.

ઉપર કહેલા ચાર પ્રાંત દશ પરગણાંમાંથી કરેલા છે. એ પરગણાનાં નામ, ૧. झालावाड, २. गोहेलवाड, ३. उंडसरवैया, ४. बाबरीआवाड, ५. काठीआवाड, ६. सोरठ, ७. बर्डा, ८. हालार, ९. मच्छुकांठो, १०. ओखामंडळ.*

## १. झालावाड.

**નદીઓ** — ૧. ભોગાવો વઢવાણ અને જાંબુના થડમાં વહેછે. ૨. લીમડીનો ભોગાવો વડોદ, લીમડી વગેરેની પાસે વહેછે. ૩. फलकु ધ્રાંગદ્રા પાસે છે. ૪. बांमण સરાડવા તથા હળવદની વચ્ચે છે. ૫. मच्छु વાંકાનેર આગળ છે.

| मुख्य संस्थान. | मुख्य शहेर. |
|---|---|
| १ ध्रांगद्रुं. | ध्रांगद्रुं અને हळवद. |
| २ लीमडी. | लीमडी. |
| ३ वढवाण. | वढवाण. |
| ४ वांकानेर. | वांकानेर. |
| ५ थानलकतर. | लकतर અને थान. |
| ६ सायला. | सायला. |
| ७ चूडा. | चूडा. |
| ८ बजाणा. | बजाणा. |

એ સિવાય એમાં બીજાં ૪૫ નાનાં સંસ્થાન છે.

## २. गोहेलवाड.

**નદીઓ** — ૧. भावनगरनी खाडी. २. शेत्रुंजी. ३. मालण મહુવા પાસે છે. ૪ धांतरवडी રાજુલા પાસેછે.

---

*આ ૧૦ પરગણાંનું વિશેષ વર્ણન આગળ લખ્યું છે તે કાઠીઆવાડની નિશાળોને સારૂ છે. બીજી નિશાળોમાં માત્ર તેઓમાંનાં મુખ્ય સંસ્થાન શીખવવાં. ને પછી સંસ્થાનોની ઊપજ વગેરે લખ્યાં છે તેપણ માત્ર કાઠીઆવાડની નિશાળોને વાસ્તે છે.

| મુખ્યસંસ્થાન. | મુખ્ય શહેર. |
|---|---|
| ૧. ભાવનગર | ભાવનગર, શિહોર, કુંડલા, મહુવા વગેરે. |
| ૨. પાલીતાણા | પાલીતાણા અને ગારિઆધર. |
| ૩. વળા | વળા. |
| ૪. લાઠી | લાઠી. |

એ સિવાય એમાં ૨૧ નાનાં સંસ્થાન છે.

## ૩. ઉંડસરવૈયા.

**નદીઓ.**— બગડ એ ડાઠાને પડખે છે.

| મુખ્ય સંસ્થાન. | મુખ્યગામ. |
|---|---|
| ડાઠા | ડાઠા. |
| ગણધોળ | ગણધોળ. |
| ચોક | ચોક. |

બીજાં નાનાં સંસ્થાન ૨૦ છે.

## ૪. બાબરીઆવાડ.

**નદીઓ.**— ૧. ધાંતરવડી. ૨. રાયડી, ૩. ધોળાદરી, ૪. રૂપેણ.

| મુખ્ય સંસ્થાન. | મુખ્યગામ. |
|---|---|
| જાફરાવાદ. | જાફરાવાદ. |
| ડેડાણ. | ડેડાણ. |

એ ઉપરાંત ૩૦ નાનાં સંસ્થાન છે.

## ૫. કાઠીઆવાડ.

**નદીઓ.**— ૧. શુકભાદર, રાણપુર, નાગનેશ વગેરેની પાસે. ૨. ગોંડલી ગોંડલ પાસે. ૩. શેત્રુંજી ધારી પાસે.

| મુખ્ય સંસ્થાન. | મુખ્ય શહેર. |
| --- | --- |
| ૧. અમરેલી (ગાયકવાડી) | અમરેલી અને ધારી. |
| ૨. જેતપુર અને બીલખા | જેતપુર, ચીતલ અને બીલખા. |
| ૩. બગસરા. | બગસરા. |
| ૪. જસદણ. | જસદણ. |

એ સિવાય બીજાં ૪૬ નાનાં સંસ્થાન છે.

## ૬. સોરઠ.

નદીઓ.— ભાદર, બુબ્રી, ઓઝાત, સાબળી, કાંચહીરણ, સામન અને શીંગવડો.

| મુખ્ય સંસ્થાન. | મુખ્ય શહેર. |
| --- | --- |
| ૧. જૂનાગઢ | જૂનાગઢ અને વેરાવળ. |
| ૨. કોડીનાર (કાઠીઆવાડમાં અમરેલીનું પરગણું). | કોડીનાર. |
| ૩. બાટવા | બાટવા. |
| ૪. અમરાપુર | અમરાપુર. |

## ૭. બર્ડા.

નદીઓ.— ભાદર નવીબંદર પાસે.

આ ભાગમાં પોરબંદર કરીને એકજ સંસ્થાન છે. તેનું મુખ્ય શહેર પોરબંદર છે.

## ૮. હાલાર.

નદીઓ.— ૧. રામાવતી લાલપોર તથા છીકારી પાસે. ૨. ઉંડ જોડીઆ પાસે. ૩. આજી રાજકોટ તથા બાળંભા પાસે.

| मुख्य संस्थान. | मुख्य शहेर. |
| --- | --- |
| १. नवानगर | नवानगर, जोडीआ, आमरण, खंभालीआ. |
| २. गोंडल | गोंडल અને धोराजी. |
| ३. राजकोट | राजकोट અને सरधार. |
| ४. ध्रोळ | ध्रोळ અને सरपदड. |
| ५. ध्राफा | ध्राफा. |

## ९. मच्छुकांठो.

**नदीઓ.**—१ मच्छु મોરબી, માળીઆ પાસે. २ घोडाध्राइ એ મોરબી તાલુકાના ગામ જેતપુર અને માળીઆ તાલુકાના ગામ વરડુસર પાસે થઇને રણને મળે છે.

| मुख्य संस्थान. | मुख्य शहेर. |
| --- | --- |
| १. मोरबी | मोरबी. |
| २. मालीआ | मालीआ. |

## १०. ओखामंडळ.

આ પ્રાંત હાલારની પશ્ચિમે છે તેને ફરતો ઘણે ઠેકાણે દરિઓ આવેલો છે. એમાં મુખ્ય ગામ द्वारकां, कच्छीगढ, आरंभडु, पोशीतरु, धीणाकी અને मढी છે.

આ પ્રાંત ગાયકવાડને તાબે છે.



## કાઠીઆવાડનાં સંસ્થાનો—એક સિવાય બીજાં સર્વ

| સંસ્થાનનાં નામ અને રાજ્યકર્ત્તાના ઈલકાબ. | હાકિમની જાત. | સંસ્થાનની વસ્તી. |
|---|---|---|
| **પેહેલો વર્ગ—** | | |
| जूनागढना नवाब | મુસલમાન | ૩૮૧૦૦૦ |
| नवानगरना जाम | જાડેજા રજપૂત | ૨૯૧૦૦૦ |
| भावनगरना रावळ | ગોહેલ રજપૂત | ૪૦૪૦૦૦ |
| ध्रांगद्राना राज | ઝાલા રજપૂત | ૮૮૦૦૦ |
| **બીજો વર્ગ—** | | |
| मोरबीना ठाकोर | જાડેજા રજપૂત | ૯૧૦૦૦ |
| वांकानेरना राज | ઝાલા રજપૂત | ૨૯૦૦૦ |
| पालीताणाना ठाकोर | ગોહેલ રજપૂત | ૫૧૦૦૦ |
| ध्रोळना ठाकोर | જાડેજા રજપૂત | ૧૮૦૦૦ |
| लीमडीना ठाकोर | ઝાલા રજપૂત | ૪૬૦૦૦ |
| राजकोटना ठाकोर | જાડેજા રજપૂત | ૩૭૦૦૦ |
| गोंडळना ठाकोर | જાડેજા રજપૂત | ૧૩૭૦૦૦ |
| वढवाणना ठाकोर | ઝાલા રજપૂત | ૪૫૦૦૦ |
| जाफराबादना हबशी* | મુસલમાન | ૧૦૫૦૦ |
| **ત્રીજો વર્ગ—** | | |
| पोरबंदरना राणा | જેઠવા રજપૂત | ૭૨૦૦૦ |
| वलाना ठाकोर | ગોહેલ રજપૂત | ૧૩૦૦૦ |
| लखतरना ठाकोर | રજપૂત | ૨૦૦૦૦ |
| बाटवाना बाबी | મુસલમાન | ૨૬૦૦૦ |
| जसदणना राजा | ખાચરકાઠી | ૩૩૦૦૦ |
| सायलाना ठाकोर | ઝાલા રજપૂત | ૧૭૦૦૦ |
| चूडाना ठाकोर | રજપૂત | ૧૪૦૦૦ |
| **ચોથો વર્ગ—** | | |
| मूळीना ठाकोर | પરમાર રજપૂત | ૧૮૦૦૦ |
| लाठीना ठाकोर | ગોહેલ રજપૂત | ૮૦૦૦ |
| बजाणाना मलेक | મુસલમાન | ૧૭૦૦૦ |
| नानां संस्थानो | | ૪૪૧૦૦૦ |

* जंजिरा અને जाफराबादना हबशी खंडणी आपता नथी.

## ગાયકવાડને કે ઇંગ્રેજને ખંડણી આપેછે.

નિકાસ, વગેરે.

ઘઉં, રૂ, તેલ, ખાણના પથરા.
ધાન્ય, કાપડ, રેશમ, ખાણના પથરા.
ધાન્ય,રૂ,તેલ,કાપડ,ત્રાંબાપીતળનાં વાસણ.
ધાન્ય, મીઠું, ત્રાંબા પીતળનાં વાસણ,
કાપડ, માટીનાં વાસણ, ખાણના પથરા.
ધાન્ય' રૂ, મીઠું, કાળા આરસના પથરા.
એંજન.
ધાન્ય અને કાપડ.
ધાન્ય.
રૂ, ઘઉં, જુવાર, બાજરી, ખાદી.
જુવાર,બાજરી,ચણા,ઘઉં,ખાણના પથરા.
રૂ, જુવાર, બાજરી, ઘઉં, શેરડી.
ધાન્ય, કાપડ, મીઠું, અને સાબુ.
બાજરી, ઘઉં, રૂ, ખાદી, ખાણના પથરા.

ધાન્ય, રૂ, રેશમનાં કપડાં,ખાણના પથરા.
ધાન્ય, રૂ, તેલ અને કાપડ.
ધાન્ય, રૂ, અને માટીનાં વાસણ.
રૂ અને બાજરી.
ધાન્ય, રૂ, અને માટીનાં વાસણ.
ધાન્ય અને રૂ.
ધાન્ય અને રૂ.

ધાન્ય અને રૂ.
ધાન્ય, રૂ, તેલ અને કાપડ.
ધાન્ય અને રૂ.

## पालणपुर एजन्सि.

*આ એજન્સિ ગૂજરાતની ઉત્તરે છે. એની ઉત્તરે મારવાડ અને શિરોઈ, દક્ષિણે ગાયકવાડનો મુલક, પૂર્વે શિરોઈ અને મહીકાંઠા એજન્સિ અને પશ્ચિમે કચ્છનું રણ છે.

એની લંબાઇ આશરે ૧૦૦ મૈલ છે તથા પહોળાઈ પણ એટલીજ છે. એનું ક્ષેત્રફળ આશરે ૨૭૦૦ ચોરસ મૈલ છે. એમાં ૯૩૪ ગામ તથા પાંચ લાખ માણસની વસ્તી છે. વસ્તીનો ઘણો ખરો ભાગ હિંદુ છે. એમાં ૧૭ નિશાળો છે. તેમાં ૯૫૪ નિશાળીઆ ભણેછે.

ઉત્તર તરફના ભાગ તથા શિરોઈ પાસેના ઇશાન કોણના ભાગ સિવાય બાકીનો દેશ સપાટ છે.

**મુખ્યનદીઓ** - बनास અને सरस्वती એ બે નદી શિરોઇના ડુંગરામાંથી નીકળીને કચ્છના રણમાં વહેછે.

**મુખ્યનિકાસ** બાજરી, જુવાર, ઘઉં, મગ, મઠ અને બીજું ધાન્ય. પાલણપુર એજન્સિમાં ડાંગર અને શેરડી પાકેછે. વારાઇ અને રાધનપુરમાં રૂ પેદા થાયછે તે ધોળેરાને રસ્તે મુંબઈ મોકલવામાં આવેછે.

આ એજન્સિ પાલણપુરના સુપરિન્ટેન્ડેન્ટના તાબામાં છે, તેનો જાથુ મુકામ પાલણપુરમાં છે, પણ વરસમાં એક વાર તપાસ કરવા તથા મુકદ્દમા ચૂકવવા સારૂ સાહેબ ફરવા નીકળેછે.

એમાં મુખ્ય સંસ્થાન ૧૧ છે, તેમાંના पालणपुर અને कांकेज ગાયકવાડને ખંડણી આપેછે ને બાકીનાંને શિરખંડણી નથી. એ ૧૧ સંસ્થાન નીચે પ્રમાણેઃ—

* આ એજન્સિનું વર્ણન એમાંની નિશાળોને સારૂ છે. બીજી નિશાળોમાં સંસ્થાનોનાં નામ, નદીઓ, સરહદ, કસબા ને મુખ્ય હકીકત શીખવવી.

